ૐ શ્રી.

# નવલ-કુસુમ.

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બાપુલાલ બી. નાયક.**

મુંબઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.

ભારતભુવન થીએટર—અમદાવાદ.



આવૃત્તિ ૩ જી — પ્રત ૫૦૦૦

સંવત ૧૯૭૮ — સન ૧૯૨૨

જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ચીમનલાલ ગોકળદાસે છાપી.

ઠે. ઘીકાંટા વાડી—અમદાવાદ.

મૂલ્ય. ૦—૪—૦

# મુખ્યપાત્રો.

---

**યોગિની**—એક યોગસિદ્ધ મહાત્મા.

**ચંડસેન**—રંગપૂરનો રાજા.

**નવલ**—અજીતગઢનો રાજા.

**કુસુમ**—ચંડસેનના મર્હુમ વજીરની પુત્રી

**રઘો**—નવલનો એક લોભી હજુરી.

**નાથી**—રઘાની નવી સ્ત્રી.

**શિવલી**—રઘાની છોકરી.

**ખાપરો**— ચંડસેનનો હજુરી.

**કોડીઓ**—ખાપરાનો છોકરો.

**મીઠી**—કુસુમની ખાસ દાસી.

દરબારી, વારાંગના, પ્રધાન, દાસીઓ, ચોપદાર, સિપાહીઓ વગેરે, વગેરે

---

# નવલ—કુસુમ.

## નાટકનો ટુંકસાર.

### અંક ૧લો.

રંગપુરના અભિમાની રાજા ચંડસેનના રણવાસના પાછલા ભાગમાં એક દિવસે રાત્રે એક યોગિની બ્રહ્મભજન ગાતી પસાર થઇ. પહેરેગીરાએ ના પાડી છતાં અદ્વૈતવાદિની યોગિનીએ રાજાની દરકાર ન કરી. રાજા કોપાયો અને અભિમાનના મદમાં યોગિનીનો તિરસ્કાર કર્યો યોગિનીએ "તારા જ મર્હુમ પ્રધાનની પુત્રીને હાથે તારો પરાજય થશે" એવું ભવિષ્ય ભાખ્યું. અને તે યોગશક્તિથી પ્રત્યક્ષ દેખાડયું. તેમજ કહ્યું કે એ ભવિષ્ય ખોટું પાડવા તું હજાર પ્રયત્નો કરશે, પણ નક્કી સમજજે કે આખર તો, "ભલે જન કોટિ પ્રયત્નો કરે, થાશે ધાર્યું જે ધરણીધરે," રાજાને આથી વધારે અભિમાન થયું તેણે "હવે જોઉં છું કે ધાર્યું કોનું થાય છે મારૂં કે ધરણીધરનું" એ વિચારથી પોતાનેજ હાથે ઉછરેલી પ્રધાનપુત્રી કુસુમને પોતાના ખવાસ ખાપરા મારફત મરાવી નાંખવાનો પ્રયત્ન કર્યો. પરંતું ભવિષ્ય જાણનારી યોગિની કુસુમને તો ભાવિપતિનું સ્વપ્નમાં દર્શન કરાવી ચંડસેનના મહેલમાંથી નસાડી ગઈ. ચંડસેન તો કુસુમને મરેલીજ માની બેઠો. કુસુમનો સ્વપ્નાનો પતિ તે અજીતગઢનો યુવક રાજા નવલસિંહ, નવલને પણ કુસુમનું સ્વપ્ન આવવાથી તે પણ તેના પર આસક્ત હતો. એવામાં યોગિની કુસુમને નવલના શયનમાં લઇ આવી અને રંભા નામ ધારણ કરવાનું કહી ચાલી ગઈ. નવલ—કુસુમને પ્રેમ સંબંધ બંધાયો અને રંભા (કુસુમ) મરવાને બદલે ઇશ્વર કૃપાથી અજીતગઢની પટરાણી થઈ.

—:૦:—

## અંક ૨ જો.

:o:

શિકારના હેતુથી એક વખત રાજા ચંડસેન અજીતગઢથી થોડેક દૂર છાવણી નાખી પડેલો હતો ને એક શિકારની પાછળ પડી અચાનક અજીતગઢના પાદરમાં શિવમંદિર સમક્ષ આવી લાગ્યો ત્યાં રાણી રંભા (કુસુમ) પોતાની સખીઓ સાથે દર્શન માટે આવેલી હતી તેને જોઇ તે પ્રેમવશ થયો અને ઉન્મત્ત અવસ્થામાં છાવણીમાં પાછો ફર્યો. રાજાની આવી હાલત જોઈ પ્રધાને બળથી નહી પણ કળથી રંભાને મેળવવાની સલાહ આપી અને તેને પરિણામે એક કપટભરેલ પત્ર લખી નવલને એકલો મિત્ર તરીકે મળવા બોલાવવો. અને બ્હાનું કાઢી તેને કેદ કરી છૂટકારાના બદલામાં રંભાની માગણી કરવી, એવો નિશ્ચય થયો પત્ર નવલને મોકલવામાં આવ્યો અને રાણી તથા પ્રધાન આદિ મંત્રી મંડલની ઘણીજ ના છતાં પણ એક ટેકી નવલ ચંડસેનને મળવા આવ્યો, પરંતુ નવલના આવ્યા પહેલાં તો તે આવશે કે નહિ એવી ચંડસેનના મનમાં શંકા થઇ ત્યાં ખાપરાએ બીજી યુક્તિથી રંભાને લઇ આવવાનું બીડું ઝડપ્યું અને તે અજીતગઢ તરફ ચાલતો થયો નવલ આવ્યો અને ખાસ તકરાર ઉઠાવવાથી કપટથી કરેલી ચંડસેનના તંબુની નાની બારીને ચીરી નાખી, કારણકે ઇશ્વર વિના કોઇને પણ ન નમવું એ નવલના કુળની પ્રતિજ્ઞા હતી બારી ચીરવાનો આરોપ મૂકી તકરાર ઉઠાવવામાં આવી અને નવલ દગાથી કેદ થયો ખાપરો (નવાબના વેશમાં) અજીતગઢમાં આવી પહોંચ્યો અને ત્યાં નવલના કંજુસ ખરાસ રઘાની આની સહાયતાથી રાણીને નસાડવાની ગોઠવણ કરી પરંતુ એ મસલત રઘાની દીકરી શિવલીએ સાંભળી અને તે રાણી રંભાને જણાવી. રાણીએ યુક્તિથી પોતાનાં વસ્ત્રો રઘાની બાયડી નાથી

ને પહેરાવ્યાં અને તેથી નાથીને રાણી જાણી ખાપરો ઉપાડી ગયો રજપુતાણી ચતુરાઇથી બચી ગઇ, ચંડસેન કારાગૃહમાં નવલને પોતાના મહત્તું દર્શન કરાવતો હતો તેટલામાં ખાપરો આવી પહોંચ્યો. ચંડસેનને પોતાની આશા સફળ થયેલી જાણી આનંદ થયો પણ અંતે ભેદ ખુલી જતાં તેના ક્રોધનો પાર રહ્યો નહિ. આ યુક્તિમાં નિષ્ફળ થવાથી પહેલાના ઠરાવ પ્રમાણે તેણે અજીતગઢ રાજમંડલને પત્ર લખી રાજા નવલના છુટકારાના બદલામાં ખુલ્લી રીતે રાણી રંભાની માગણી કરી.

——:o:——

## અંક ૩ જો.

——:o:——

પોતાના પતિ નવલ વખતસર પાછા ન ફરવાથી રંભા (કુસુમ) અત્યંત શોક કરવા લાગી તેવામાં યોગિનીએ આવી " તારેજ હાથે તારા પતિનો છુટકારો થશે " એવું આશ્વાસન આપ્યુ તેમજ કાનમાં પહેરવાનું એક કુંડળ આપી કહ્યું કે " આ કુંડળને કાનમાં પહેરવાથી તારા ચહેરામાં જોનારને એવો ફેરફાર જણાશે કે કોઇ પણ તને ઓળખી શકશે નહિ અસલ રૂપમાં આવવા માટે તે વસ્તુ કાઢી લેવી " યોગિનીના જવા બાદ ચંડસેનનો પત્ર આવ્યો ને કુસુમે પુરૂષવેષે બહાર પડી પતિને છોડાવવાનો નિશ્ચય કર્યો પુરૂષવેષ ધારી પોતાની ગાદીને પોતાનો સંકેત જણાવી તે દરબારમાં આવી, ત્યાં તેણે પ્રધાન આદિને એવી યુક્તિ દેખાડી કે "આપણે બહાદુર યોદ્ધાઓ સાથે અહીંથી જવું, અને સ્ત્રી વેષે ચંડસેનના રણવાસમાં દાખલ થવું હું કૃત્રિમ રાણી થઇશ અને રાજાને મળવાને બ્હાને ચંડસેનને સાથે બોલાવીશ ત્યાં ચંડસેનને કેદ કરી લેવો એટલે તરતજ મહારાજનો છુટકો થશે" આવી યુક્તિ કરી કુસુમ સ્ત્રીવેષ ધારી યોદ્ધાઓ સાથે ચંડસેનના અંતઃપુરમાં આવી. ચંડસેન પાસે નવલને

ફેરલીવાર મળવાની માગણી કરવામાં આવી. ચંડસેને તે માગણી સ્વીકારી અને તે નવલને રાણી પાસે બોલાવ્યો નવલ રાણીને આવેલી જોઇ ક્રોધ્યો અને મારવા તૈયાર થયો તેને બચાવવા આવતાં તેનેજ હાથે ચંડસેન કેદ થયો. નવલ પોતાના પ્રધાન આદિ રાજમંડળ અને બચાવનાર વીર રાજપૂત બાળ-કને જોઇ આશ્ચર્યચકિત થયો તેવામાં ત્યાં એકાએક યોગિનીએ પ્રગટ થઇ પુષ્પસિંહની મરી ગએલી કુસુમ અને અજીતગઢની રાણી રંભા તરીકે ઓળખાવી ભેદ ભાંગી નાંખ્યો અને પોતાનું "ભલે જન કોટી પ્રયત્નો કરે, થાશે ધાર્યું જે ધરણીધરે" એ કથન સિદ્ધ કરી બતાવ્યું. અભિમાની ચંડસેન જ્ઞાની બની યોગિનીના આશ્રયથી યોગી બન્યો. નવલ કુસુમ આનંદ સહિત પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યાં.

———:૦:———

# નવલ-કુસુમઃ

યોગિની— ઇશ્વર સ્તુતિ.

શૈલજાના કાન્ત સ્વયંભૂ દીનબંધુ દયાસિંધુ—શૈલજાના૦
ગર્વ ધારી, ત્રિપુર મારી, દીધા તારી, તે સ્વયંભૂ—
શૈલજાના.
મિથ્યા ઉતારી, ગર્વ જગ દ્યો આત્મજ્ઞાન રસે ભરી,
દ્યો શક્તિ ભક્તિ સંગ ભોળા, શાન્તિ શાન્તિ વિસ્તરી
પ્રણમી પદે પ્રાર્થું પ્રભુ— શૈલજાના.

યોગિની— ૨

અમર કરી લેને માનવ દેહ ધરી, પ્રેમથી કરી
હરિરસ ભરી—અમર.
નાહક આ તક અણમોલી જાશે, સમજ તું જરી,
સમજ તું જરી—અમર.
કાચા સુતરને તાંતણે જો બાંધી આ જીન્દગાની છે,
દરિયા તણા મોજાં સમી તું જૂઠી જાણ જુવાની છે;
અણધારી ઓ અજ્ઞાન જો આ આંખ બંધ થવાની છે,
અંતર તણી સહુ આશ અંતરમાં સમાઈ જવાની છે.
માટે ભજ હરિ હરિ ભજ હરિ, હરિ ભજ હરિ,
હરિ ભજ હરિ—અમર.

યોગિની— ૩

અજ્ઞાની જરા જોને ઝીણી આંખ ખોલી—અજ્ઞાની.
કેમ માયામાં રહ્યો ડોલી ?—અજ્ઞાની.
સીતા હરી જ્યારે રાવણે ગઇ ક્યાં ? રામની શક્તિ અતોલી.
એજ રાવણ બળ ક્યાં ગયું જ્યારે, રામે લંકા રોળી—અ.

દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે જાય ચુલે ઘડી ચતુરાઇ,
હાથ ઝેરાં હથિયાર રહે હાથમાં, એમનાં એમ કટાઇ—એ.

ચોગિની—

ભલે જન કોટી પ્રયત્નો કરે
થાશે ધાર્યું જે ધરણી ધરે—ભલે.

કુસુમ— ૪

ન કર રે હો કાળી કોયલડી ટહુકાર—ન કર રે.
હું જોબન ભરી નાર—
મારે મ્હોલે નથી ભરથાર—ન કર રે.
ઝરમર ઝરમર મેહુલો વરસે વીજ કરે ચમકાર
તેમાં પાપીણી પીયુ પીયુ બોલી
શું કાળજ મારે કટાર રે—ન કર રે.
માત મરી ગઇ તાત ગયા મરી, ભ્રાત ન ભાળ લેનાર,
પરને પનારે પડી હું મરી છું
મરેલીને નહિ માર રે—ન કર રે.

સર્વે સખી— ૫

આવ્યું જોબન આજે તે કાલ જાશે રે—આવ્યું.
ભોળાં ભૂલી જશોસે ભૂલ ખાશે રે—ભોળાં.
ભૂલ ખાશે રે,
પસ્તાશે રે—આવ્યું.
જેવી ઝબકતી વીજ સરી જાશે રે,
જેવી ફુલ કળી ખીલી ખરી જાશે રે;
મેઘના ધનુષ રંગ વિખરી જાશેરે—આવ્યું.

કુસુમ— ૬

કોઇનું કર્યું કંઇ થાય નહિ, છે કર્મ સહુ કરનાર—કોઇ૦
કર્મ સહુ કરનાર ન કોઇથી, કર્મ કદી ફરનાર—કોઇ૦
કર્મ કાગળે પુર્વ જન્મનાં, દીધાં જમે થનાર;
દીધાં તેવાં લેવાં પાછાં, એજ કર્મ વ્યવહાર—કોઇ૦

જમે કરાવ્યા હશે કાંકરા, મણી નથી મળનાર;
જમે મણી તો નિશ્ચયણીથી, ટાળ્યાં નથી ટળનાર—કોઈ૦

કોણ—

૭

અકલના ખાં દો ને આપો ઇન્સાફ
બેરી વરે કોણ બેટા કે બાપ ?—અકલના૦
મેં જે નારી, મનથી ધારી, કરવા મારી
તે પર વારી;
બાપ કરે વરવા તણી વાત—બેરી૦
કહે બાપો છે બૈરી એ મારી,
કહે બેટા આ મારી થનારી,
એમ અમારી, નિત્ય થનારી, મારા મારીથી
જઈ હારી.;
પુછું છું જો કોઇ પતાવો પંચાત—બેરી.

૮

કુસુમ— નાના પ્રીતમ નહી જાઓ—ના ના.
સ્હેજ વાતમાં શું રીસાઓ
આવો આવો આવોરે—ના ના.

સખી— સખીરી કોને તું સાદ કરે ?

કુસુમ— ઓ નાથ !

સખી— આ શું ?

કુસુમ— અપરાધ અરે !
મુજ નેણ ઝરે શું હાસ્ય કરે,
જાઓ ધાઓ ધાઓ—અટકાવો રે—નાના.
જા દોડ દોડ જો ઓ જાયે.

૧ સખી—ક્યાં ?

કુસુમ— ઓ જાયે.

૧ સખી—ક્યાં ?

કુસુમ— ઓ જાયે.

અહીં અહીં જાયે, તહીં તહીં જાયે—
લાવો, લાવો શ્યામ સમજાવોરે—નાના.

કુસુમ— ૯

સખી સલુણો સંચરે, તાતી વેણું માંય,
હાય ! ન સરજી વાદળી, જઈ દેત પિયુને છાંય.

કુસુમ— ૧૦

એજ એજ અલબેલો છેલો, બાંકી સુરત વાળો છે;
એજ એજ ઠગ બગ રૂપાળો, કપટી કાળજ કાળો છે.
એજ એજ મુજ ભીતર ભેદક, ભારી ભમરનો ભાલો છે;
એજ એજ મુજ કાળજ વેધક, કાતિલ નેણુ કટારો છે.
એજ ઠગારો એજ ધૂતારો, એજ લુંટારો મારો છે;
એજ જાદુગર કામણગારો, મુજ મનનો હરનારો છે.

યોગિની—કંથ પ્રરનો પંથ દૂર છે,

કુસુમ—આ,

યોગિની—આરાવળિ હારો છે,
ધારો અહીં પણ ગાઉ હજારો;
ચિત્રપટે ચમકારો છે.

વીરરાજ પુત મહાદેવ સુત.

કુસુમ— નવલરાજ વર મારો છે !

યોગિની—છે વિધિનો વરતારો,
સ્વપ્ન વર તારો સત્ય વર તારો છે.

કુસુમ— બ્હેન,

સખી— સુખે જા, સંગજ નજરે,
કોણ કહે વર તારો છે,

કહીએ આશીશ દુનિયા કરિયે,
તારો ઇશ્વર તારો છે.

કોડીઓ— ૧૧

જાગતું જાગ સલુણી, જાગ જાગ તું જાગ—જાગ તું.
ટળવળ્યો દિવસ બહુ તને મળવાને,
મળ્યો માંડ છે લાગ જાગ તું.
વખત ન કર ગોરી ગળે આશકને,
લાગ, લાગ તું લાગ જાગ તું.
પા તું પ્રીતિ રસ પ્યારી આપું જે જે મુખેથી.
માગ માગ તું માગ જાગ તું.

રઘો— ૧૨

દેવી દુનિયાની સાચી, દેવી દુનિયાની સાચી,
એક દમડી દમડી દમડી—દેવી.
દમડી છૂટે ના છો તટે ચમડી, ચમડી, ચમડી—દેવી.
અહીં છે દમડીનો દરબાર,
જહીં છે કપટી કારોબાર.
દયાનું નામ નહીં તલભાર,
સદા છે એકજ ઉર વિચાર,
અહીં છે દમડી, તહીં છે દમડી, કહીં છે દમડી,
લાવો કોઇ દમડી, દમડી દમડી—દેવી દુનિયા.

૧૩

રઘો—તારા જોબન વનમાં આ ભમરો મદ ઘેલો
થઇને ઘુમે—તારા.
રંગીલો રસઘેલો ભમરો, આ રસ કળીઓને
ચુમે રંગીલો.

નાથી—રંગીલા ભમરા આવો
રઘો—આવ્યો રંગીલી આવ્યો.
નાથી—રસઘેલા ભમરા આવો
રઘો—આવ્યો રસઘેલી આવ્યો.
નાથી—અલબેલા ભમરા આવો.
રઘો—આવ્યો અલબેલી આવ્યો.
આવો કુસુમ રસ પાઓ, મધુર ખીલી વસંત
વ્હાલી આ સમે—હો ભમરો રસ કળીઓને ચુમે—
તારા

૧૪

રઘો—અરે વાહ મહેરબાન,
નાથી—જાણ્યા એ તો હવે જાઓ મહેરબાન—અરે.
રઘો—તાણી તીરછી ભમર કમાન
મારો નહીં નેણોનાં બાણુ
નાથી—છોડો છેડ છોડો તોફાન,
જાઉં વારી જોબનપેં જાન—અરે મહેરબાન—
જાણ્યા એતો.

નવલ— ૧૫

જો ગોરી બેઠી અશોકની ડાળે,
જો ગોરી આડી આંખે મને ભાળે;
જો ગોરી ઉડી ગગન ચડી બેઠી,
જો ગોરી છુપી પવન માંહી પેઠી.
જો ગોરી ખુલી વાદળ દોરી ઝાલી,
જો ગોરી ઝુલી હવાને ઉછાળી;
જો ગોરી છુટી તુટી દોરી ઢીલી,
આ પડી આ પડી, આ ઝીલી ઝીલી.

કુસુમ— ૧૬

નણદલ વીરા અધીરા જરા ધીર ધીર—નણદલ.
સુકોમલ સ્નેહની સજ્જા સજ્જન સજાવું છું;
નિર્મળ નેહ જળ શીતળ છતે છંટાવું છું,
પરિમળ પુષ્પ જોબન બાગથી બહેકાઉં છું.
હૈયા હિંડોળે મારા લાલજી લહેકાવું છું—નણદલ.
શાન્ત મંત્રે ભર્યા પ્રીતિનાં ગીત ગાઉં છું,
સુધારસ ઝરતાં શાન્ત નયન હું નચાવું છું.
મીઠી મીઠી હાશ ! ભરી શાન્ત વાયુ વાવું છું.
મીઠી મીઠી શાન્ત નિંદ સાથબા શિર છાઉં છું—
નણદલ.

૧૭

નવલ—સ્વીકારો સલુણી મારા પ્રેમની નિશાની,
કુસુમ—મનમોહના હું માથે ચઢાવું—સ્વીકારો.
એ નિશાનીથી બંધાણી મારા નાથથી સદાની,
નવલ—મનમોહના હું જીવથી જડાઉં—નિશાની.
હવે તો હું તારો તું મારી સદાની.
કુસુમ—સાક્ષી સુજાણ દેવ, લગ્ન ક્રિયાની.
નવલ—દેશ હું સુશાણી, દેશ હું સુશાણી, દેશ હું સુશાણી
—સ્વીકારો સલુણી.

---

## અંક ૨ જો.

સર્વસખીઓ ૧૮

ભીડ ભય ભંજનહાર સદાશિવ ભોળાને
ભજીએ—ભીડ.
માતુ ભવાની ભરથાર સદાશિવ ભોળાને
ભજીએ—માતુ.

અશરણુ શરણુ થનાર, શશિધર સુખ શાન્તિ
ભરનાર.

ધરમધર ભવજળ તારણુહાર.
ગંગાધર વાંચ્છિત વર વરનાર.
સ્મશાનના વસનાર, સદાશિવ ભોળાને
ભજીયે.

માતુ ભવાની–ભીડ ભય.

સાહેલીઓ— ૧૯

જે વારો તે થોડું રે સતી નારી પતિ સહુ કાંઇ
વારો—જે વારો.

તન મન ધન વારો જીવન જોબન વારો,
પ્રેમથી વારો જીવ પ્રાણુ–રે સતી.
શાણી છે સ્રીનું જે કંઈ ગણો તે સ્વામીરે,
જાણો સંહારક સ્વામી. ઉદ્ધારક સ્વામીરે—જે વારો.
તેત્રીશ કોટી દેવ બીરાજ્યા, પિયુ પ્રતિમા રૂપ,
જાણી સ્વામી સેવો રે—
સ્વામી ઉમાવર રૂપ,
સ્રીઓને સ્વામી રમાવર રૂપ,
સ્રીઓને સ્વામી છે સર્વ સ્વરૂપ;
જાણી સ્વામી સેવો રે—જે વારો.

હરબારીઓ— ૨૦

પ્રેમે પ્રસાદી મહાદેવીની, લ્યો પીઓ પ્રેમે પ્રસાદી.
રંગી પ્યાલા મોહપૂર, હો જંગીશૂર—
પ્યાલા પ્યાલા તું સદા રે, વ્હાલા વ્હાલા પ્રાણુસમાન
છે તન મન ધન સહુ તું પર કુરબાન—પ્રેમે

સાહેલીઓ— ૨૧

મારા સમજો ન જો તો આલી શી બની—મારા.
ખીલ્યા છે ગાલ આ કે,
ખીલ્યા છે ગુલાબી ફુલો,
અધરે હાર જો પ્રવાલની—મારા.
બની બની બસ બહુ બની,
હાથની લટક,
ચાલની ચટક,
ચમકે વાહ શી ચટક ચાલની—મારા.

મીઠી— ૨૨

ભાન ભૂલ્યા છે રાજ મુખડાની મલકે—ભાન.
કામણગારી કીકીની હલકે હઠીલા રાજ—ભાન.
ઝાંઝરને ઝણકે, નેપૂરને રણકે,
જોબનીયાની ભૂરકીની ભનકે હઠીલા રાજ—ભાન.
હાથને લટકે, ચાલને ચટકે,
પતલી કમર કેરે કટકે હઠીલા રાજ—ભાન.

૨૩

(સાખી.)

પ્રધાન—સતનો સહાયક રામજી, સત સાથે ફરનાર છે.
રામ જો રક્ષણહાર છે, તો કોણ નામ લેનાર છે.
કુસુમ—જાઓ જાઓ સીધાવો સુખે સલુણા શ્યામજી રે.
સખી—આવો આવો નિભાવી વેગે નયન વિશ્રામજી રે.
કુસુમ—રખવાળી કરો શ્રી રામજીરે—જાઓ.
સખી—વ્હેલા વળજો.
કુસુમ—વચને પળજો.
નવલ—હોજી, હોજી, મુજ અંતરના આરામજી રે—જાઓ.

વારાંગનાઓ— ૨૪

અજર રહો ઈશ પરમ અવતાર,
અમર રહો વિશ્વ વિજય વરનાર—અજર.
દિન દિન ખીલો તન મન જોબન, રંગ રૂપ હો અપરંપાર,
ખન ખન ખન ખન કરતાં ધનથી, ભર્યાં રહો ભૂપના
ભંડાર—અજર.
વિજય વાદ્ય ગડગડગડ ગગડે, ફરફર ફરકો વિજય નિશાન
થર થર થરકો દુશ્મન દિલડાં ગાઓ જગ જય જય
ગાન—અજર.

કુસુમ— ૨૫

વચન વાયદો આવો આવો નિભાવો કંથ—વચન.
છાઓ કલંક ન પ્રીતિ ને ગ્રંથ—વાયદો,
ક્ષત્રી જાયા છે સત્યે વખણાયા,
સત્યે ગવાયા, સત્યે પૂજાયા.
ડાહ્યા વિચારો એ એક, ક્ષત્રિ કુળ ટેક છાંડો ન
છેક, કુલ વિવેક પંથ—આવો.

નાથીા— ૨૬

હારે થાશે થારો મારાં હૈડાં કેરી હોંસ,
આજે પૂરી થાશે—હારે.
ઘૂઘરીયાળાં ઝાંઝર ઝૂમણાં આજે પહેરાશે—હાં રે.
ઝાંઝર ને ઝૂમણાં પહેરી, શેરીયે શેરીયે,
લટકાં મટકાંથી ચાલી,
ઝણુણુણુ ઝણુ ઝણુ ઝણુકારી, નાથીબા જાશે.
—હારે થાશે.

# અંક ૩ જો.

કુસુમ— ૨૭

શીદ તરસાવો, શીદ ટવળાવો, દિલ દયા લાવો
આવો હવે આવો—શીદ.
વાટલડી જોઈ હું, વાલમજી થાકી,
આંખલડી રોઇ, રોઈ પ્રીતમજી પાકી;
મુખડુ મોહન હવે તો બતાવો—શીદ.

યોગિની— ૨૮

ઈશ્વર બુરૂં જે કરે, તે સારાને માટ;
સમજી શાણી હે તજી, અંતરનો ઉચાટ.
શંકા તજી હે સુભગા, કર વ્હાલમની વ્હાર;
તુજથી તુજ પતિ છુટશે, લખ્યો લેખ કિરતાર.

નેપથ્ય— ૨૯

ભોગી ભોગ તજો હવે જોગી સજો જપ જાપ;
પૂર્વે રવિ પ્રગટી કહે, જાગો પડયું પ્રભાત.

કુસુમ— ૩૦

છળે જાઉં, છળી અરી લાવું, છોડાવી છેલાને,
છોડાવી છેલાને—છળે.
ધરૂં પ્રથમ પુરૂષનો વેષ, દરબારે કરૂં હું પ્રવેશ;
થઉં પ્રગટ પુષ્પસિંહ નામે કહું જવા કુસુમને ઠામે.
લઉં સંગ દાસીને બદલે, હથિયારબંધ યુવકને,
ઓઝલ પડદે થઈ દાખલ, દુશ્મન ઘરમાં કરી છલબલ.
આવું બસ લાવું છોડવી હું અલબેલાને—છળે જાઉં.

રઘો— ૩૧

દામની છે દુનિયા તમામ માન, મુરખ મનવા
દામને સંભાળ—દામની

દામ વિનાના નર તે ખરને સમાન—મુરખ.
દામ મળે, માબાપ કહે, કરમી કુળદીપક મારો,
નહિ તો કહેશે કયાંથી પાકયો, કુલ માંહે અંગારો
—રે મુરખ.
ગરથ હોય જો ગાંઠ તો નારી, રહે પતિવૃત ધારી,
નહિ તો સૂનો મુકી સરકશે, જાલીમ રમવા જારી—રે.
હશે પાસ પૈસો જો તો, પુત્રો પણ સેવા કરશે,
નહિ તો કહેશે ખાતો મફતનો, કયારે બુઢો મરશે—રે
મુરખ.
કોણ માતને કોણ તાત, વળી કોણ પુત્ર, કોણ પ્યારી,
સ્નેહ અને સગપણમાં સમજો દામતણી સહુ યારી,
સમજો દામની દુનિયાદારી, સમજો દામતણી
બલીહારી—રે મુરખ.

૩૨

શીવલી—બાપાજી હું વધાઈલાવી, જુવોને મારી મા આવી.
રઘો—જા જા ઘેલી; થઈ શું છોડી,
શીવલી—ના ના ડેલી, જઈ જુવો દોડી,
બચી કરી મને બોલાવી,—જુવોને.

નાથી—

૩૩

સુખ ભર જીવન તરવા સહિયર, મન જો આશ ધારા
—સુખ
માનજો બોધ આ અમોલ, એક ખાસ મારો—સુખ
મળ્યું જે સ્હેજ આવી, તેમાં સંતોષ લાવી,
બ્હેની ન પીશો છોડી, દૂર ઝેરી લોભ પારો—સુખ
લોભમાં જો લપટાશો ખરે ખત્તાજ ખાશો.
જાણ્યો હેવાલ મારો, હાલ એવો છે થનારો—સુખ.

મીઠી— ૩૪

અરે રે અજીબ જગ શો તારો
જુઠો વહેવાર છે રે અરે રે.
અરે રે નિર્જય ફરતો નઠારો,
સારાનો સંહાર છે ર—અર .
ગરીબ રાંક કસ્તુરી મૃગો, નિર્જન વન વસનાર
મરે કસ્તુરી કારણે, લાખ્ખો બની શિકાર.
સુગુણકારી કસ્તુરી, માટે મૃગો શિરે છુરી,
વિના ભયે શ્વાન ભૂંડો ભસનારો—સારાનો.
ગુલાબ ને ડોલર કળી, અણખીલી ચંટાય,
માળા કાજ વિધાયને, અર્ક કાજ ઉકળાય,
સુગંધ છે તેમાં ભરી, માટે તેને શીરે છરી,
આવળ તણાં ફુલ ન કોઇ જોનારો—સારાનો.
કાતળી કાતળી શેરડી, હાથે હાથ કપાય,
દાંતે દાંત ચવાય ને વાડે વાડ પિલાય.
સુરસની મધુરી માટે તેને શિરે છુરી,
બાવળીઆની બાજુ ન કોઇ જનારો—સારા.

કુસુમ— ૩૫

મીઠા મીઠા વીણાના તાર બોલે,
મારા તનના એ સાથ તાર ડોલે,
મળી બેના જો તાર સંગ વાગે,
અલબેલી તો ઓર રંગ જાગે.

કુસુમ—બોલ બોલરે ગુમાની ગોરી બોલ,
કંઈ કોકીલનો કંઠ ખોલ ખોલ—બોલ.

મીઠી—છોડ છોડ છકેલા છેડો છોડ,

કુસુમ—મન મોહના ન મુખ આમ બોલ,
જો આ ગુલાબી ગાલે દીવાનો બન્યો.
આ મરકતાં આણુલે મસ્તાનો બન્યો,
તુજ પ્રેમ દીપ ઉજાલે પરવાનો બન્યો,
મીઠી—કામી અંધ તું એકાલે મરવાનો બન્યો,
કુસુમ— મરવાનો બન્યો નહિ, ડરવાનો બન્યો કાંઈ-બોલ.
મીઠી— ૩૭
આવી સોહીની સુરતપર, મોહીની સુરત પર જોબન
કેણુ ન વારે—આવી.
મતવાલાં નેણાં જાદુ ડારે,
(સાખી)
રૂપ વસે ક્યાં ધન પરે, કે તન પર વસનાર ?
મીઠી—જેજેના મન પર વસે, તે રૂપનો અંબાર-વાહરે-આવી
૩૮
દરબારી—કબૂલ છે, કબુલ છે કબુલ હજાર વાર છે—કબુલ-
કુસુમ—તો થાઓ સઉ તઇયાર,
વીર વિચારની શી વાર છે.
દરબારી—નારી વેશધારી જાશું, શત્રુ મહેલની મોઝાર,
પછી તો તીખી ટેકને આ તેજીલી તરવાર છે.
પ્રધાન—મહારાણીની રજા લઉં-
કુસુમ—હું પણ જઇને સજ થઉં.
દરબારી—ભલેસિધાવો સર્વ જન હુકમ મળે તઈયાર છે કબુલ
રઘો— ૩૯
હાય હાય હાયરે દમડી હાય, ગઈ કંઈ કોઇ બતાવો
ને ભાઈ—હાય.
નાથી—જાય ધન પાપીનું પ્રલ્લે જાય ખાય ધન ચોરીનું
ચોરજ ખાય—જાય.

રઘો—ચમડી જ્યો પણ દમડી ઘો.
નાથી—હવે હરીનું નામ જપો.
રઘો—હાયરે દમડી, હાયરે દમડી, હાયરે દમડી, હાયહાય,
હાય, હાય, હાય, હાય, હાય, હાય.

૪૦

મીઠી—છોડો આશું અરે રે (૨)
જોશે કોઈ તો કહેશે છિનાળ,
કુસુમ—એમાં શાની ડરે છે (૨)
હજું હું છું કુંવારી બાળ,

!

( સાખી )

મીઠી—આળ ચઢેલી બાળનો, કોઇ ન ઝાલે હાથ.
કુસુમ—તો આ બંદો પ્રેમથી, પરણી થાશે નાથ.
મીઠી—જેવાં આ બાઈ હરખાં,
તેવા છે આ ભાઈ સરખા.
કુસુમ—કહે કેવી જુગતિ છે જોડી દીધી એડ,
મીઠી—નહિ ખામી કે ખોડ—છોડો.
કુસુમ—લટક મટક ચટકાં ભરી
જેવી ફક્કડ નાર
જેવો ફક્કડ ફાંકડો અક્કડ આ સરદાર
મીઠી—ફક્કડ અક્કડ તો સાચા,
પણ છો હૈયાના કાચા,
કુસુમ—વચન લે આપું તને દિવસને રાત,
લઉછું ચુંબન હું સાત
નામ.......................છોડો.

સર્વે—                ૪૧

શ્રી-હરિ હે તું પરમાનંદ રસે રહિ ભરી
સદા મન તુજ ચરણું લીનરહે કુપટના મદને પરહરી;
નીતિ ન્યાયે દયા ક્ષમાયે, રહો સદાયે, દીલ ઠરી
રહે ધરમ કરમના ધ્યાન મહીં
જય વરી વિજય ગરી—હેતું.

